અકલનું પડીકું

# અકલનું પડીકું

અથવા

## ખુબીનો ખજાનો.

25.8.25

1925



પ્રકાશક—[illegible]

કર્તા—[illegible]

બે આના.

Copy Right Reg No 198. C M Shah




તમારા ચોપડી, ચોપાનીયા, હેન્ડબીલ, બીલબુક, નોટપેપર,

કાર્ડ, કંકોત્રી, રસીદબુક, ખટારાબુક વીગેરે કાંઇ પણ

નાનુ મોટુ છાપવાનુ કામ હોય ત્યારે જરૂર

**સુરત જીલ્લામાં થોડા વખતમાં પોતાનાં ઉત્તમ**

**કામથી માનીતાં થયેલાં**

## અનાવિલ બંધુ પ્રીન્ટી[illegible]સમાં

**ગોવિંદજી ડાહ્યાભાઇ નાયકને**

**મળો**

## ઠેકાણું—અનાવિલ લોજની બાજુમાં

## બરાનપુરી ભાગળ—સુરત.

# અક્કલનું પડીકું

અથવા

## ખુબીનો ખજાનો.

ભાગ પહેલો.



### (૧) વીર કુણાલ —રાગ,—ગઝલ—

અમારા દેશને છોડી, અમે થાનાર પરદેશી,
હૃદયને મેળવી લેશે, અમારો પ્યાર પરદેશી
થયા દુર્ભાગીયા એવા, તજાવી દેશની સેવા,
ભટકશુ પારકા ઘરમા, બની લાચાર પરદેશી.
અમારી ધર્મ નીતિથી, અમારી સત્ય રીતિથી;
અમે સત્કર્મથી થઇશુ, હૃદયના હાર પરદેશી
અમારા દેશ બંધુઓ, અમારી જન્મ ભુમીમાં;
હવે છેલ્લા પ્રણામો છે, અમે હદપાર પરદેશી

### (૨) વીર કેશરી. —રાગ—ગઝલ-કવ્વાલી-

થવાનુ ના થવાનુ કહે, નજુમી કોણ એવો છે,
ન જાણ્યુ જાનકી નાથે; સવારે શુ થવાનુ છે ?

હતી શલ્યા રૂપે "અહલ્યા" જગતમા વાત જાહેર છે:
ન જાણ્યુ જ્ઞાની ગૌતમે; સવારે શુ થવાનુ છે ?
હતા કૌરવ અને પાંડવ; જગતમા મહાબળી યોદ્ધા,
ન જાણ્યુ ભીષ્મ જેવાએ, સવારે શુ થવાનુ છે ?
રમ્યા જુગટુ સહુ સાથે, વિભુતી સૌ ગયા હારી;
ન જાણ્યુ ધર્મ જેવાએ, સવારે શું થવાનુ છે ?

## (૩) બલીરાજા. —૦—

મારી સજની, તુ કયા રમીઆવી રજની, સાચુ બોલ, બોલ, બોલ,
શાણી સૈયર, તુ શીદને આળ ચડાવે, કેડો છોડ, છોડ, છોડ ?
હમણા માળા ગુથી હતીને, હમણા કેમ કરમાણી,
પરસેવો તને કયા વળ્યો, તારી ભમ્મર કયા ભીંજાણી—સાચું.
કાળો ભમરો શીરપર બેઠો, ઉરાડતા ગભરાણી,
લાપોટે લટ છુટી ગઇ—મારી ભમ્મર ત્યા ભીંજાણી—કેડો.
કસ્તુરી તારા અંગે મ્હેકે, કુસુમ કળીના હારો,
નયન રહ્યા છે નાચી નવેલી, મળીયો કોણ ઠગારો—સાચું.
ચદ્ર સરોવર નહાવા ગઇતી, વાટે મળ્યો એક માળી,
છાબ ભરીને ગજરા આપ્યા, હુ તો તમથી હારી.—કેડો.

## (૪) બલીરાજા —:૦—

વશ કીધો તેં વીર મારો, જે ગુણીયલ ને બહુ સારો,
નથી વાક જરા કાંઇ મારો, નણદલ તમ વીર ઠગારો,
રગ મહેલમા હતી એકલી, આવી અડપલુ કરી ગયા.
ચુંબન કરી, ભરી અંક મીલાવી, મોહન મનડુ હરી ગયા—નથી.
વસત જોબન ફુલવાડીમા ભુલો પડી ગયો ભમરો,

લાલચ આપી તે લલચાવ્યો, બધુ ડાહયો ડમરો-વશ.
શરમાળે મને શાન કરીને, **કંચુકીની કશ છોડી,**
હૃદય ધરાપર થન થન નાચ્યા, લાજ શરમ સૌ તોડી-નથી.
વદન ચન્દ્ર છબી રતી લજાવે, ભ્રકુટી કામણગારી,
બધુ મારો સરળ હૃદયનો કળા અજબ છે તારી-વશ.

**(૫) ભરથરી.-પીંગળા અને ભરથરીનો સંવાદ-**

ધીક યુવા ધીક મુર્જન ધીક કામ વિકારજી,
જેણેરે ભુલાવી મને સત્યથી, કર્યાં નીચ વિચારજી
**-ભેખરે ઉતારો રાજા ભરથરી.**
ક્ષમા કરોરે રાજા રંક છુ, નારી અજ્ઞાની જાતજી,
અન્ય વખત એવુ નહી કરૂં, લાજ્યા માતને તાતજી-ભેખરે.
કપટ રૂપીરે રાણી **પીંગળા,** એવુ બોલે વચનજી,
રાજરે તજ્યુ તુજ કારણે, જો વિચારીને મનજી,
**-ભિક્ષા દેને મૈયા પીંગલા.**
તુરે ખોટી ને ખોટુ રાજ છે, ખોટો સારો સસારજી,
અલખ જગાવુ વન એકલો, જેથી પામુ ઉદ્ધારજી-ભિક્ષા.
રહોતો રાજા રસોઇ કરૂ, જમતા જાઓ સ્વામીનાથજી,
ક્ષીરરે નીપજાવુ ક્ષણ એકમા, જમીએ આપણ સાથજી-ભેખરે.
મઢીરે કરાવુ રગ મહેલમા, રાખુ ગુપ્ત અવાસજી;
જેમરે જાણે નહિ જગતમા, સાધો જોગ રહી પાસજી-ભેખરે.
મહેલરે તારાને રાણી શુ કરૂ, કેવો ગુપ્ત અવાસજી,
ક્ષીરરે ભોજન તારૂ રાણી શુ કરૂ, નથી ભોગની આશજી-ભિક્ષા.
**વાસી જગલના જોગી અમે,** નહી ગ્રામમા વાસજી,
વિષની વેલીથી અળગો રહું, નહિ નારીનો પાસજી.-ભિક્ષા.

ભગવા જોઈ રાજા **ભરથરી,** દાવાનળ દીલ થાયજી.
આઇ કહો ન મારા કથજી, લાગે દેહમા લાયજી—ભેખરે.
વધુરે શુ વદુ રાણી **પીંગળા,** કરૂ અરે કેટલો ઉચ્ચારજી,
બધુ જોવોરે બધુ તજ્યો, માર્યો વચનનો મારજી,
—હવેરે રાજને રાણી શું કરૂં.
વાંકીરે **વિધાતા** મને ભુલવી, લખીયા લેખ લલાટજી,
આનુંરે પ્રાયશ્ચિત હવે શુ કરૂ, મારગ આપો પૃથ્વીમાતજી-ભેખરે.
**ત્રણશો** નારીરે અન્ય આપની, **માળવપતિ મહારાજજી;**
એકને કારણ એને નવ તજો, પાપી **પીગળાને** કાજજી—ભેખરે.
મોહ છોડી દે રાણી **પીગળા,** પ્રીતે કર સતસગજી,
સગુરે નથી કોઈ કોઇનુ, આ સસાર પતગજી—ભિક્ષા.
દેતી હુ તો ભિક્ષા દે મુને, નહિ તો કરૂ ગૃહ ત્યાગજી,
ગુરૂજી મારારે રોશે થશે, ચાલી જાય જમાતજી—ભિક્ષા.

## (૬) ભરથરી —૦—

પિતાજી આ રૂપ તમે શો કર્યો, જોગી વેષ બાપુ, શાદને ધર્યો,
મરી ગઈ છે માત, વળી જાઓ તાત,
પિતા ઓથ કોની છે, ઓરમાન માત,
ન બાપી ફરી બાપુ જાશો નહીં,
પિતા પાછળ નહીં જીવુ હુ તો સહી

## (૭) ભરથરી. —રાગ, લાવણી ભજન—

દેખા નહી કછુ સાર જગતમે, દેખા નહીં કછુ સાર,
મોહ બીસે મત લપટો યારો, દેખા નહીં કછુ સાર-જગત૦
**ચૌદ ચોકડી રાજ મીલે પન, ત્રષ્ણાકા નહીં પાર,**
**ભોગ ભોગતે ઇંદ્ર અપ્સરા, તૃપ્તી નહિ લગાર (૨)**—જગત૦

જુઠા રંગ રૂપમે ભૂલી, ક્રીડા કરત ગમાર,
રૂપ વીર્યબલ નાશ હુવા તબ, નહીં હે અપની નાર (૨)–જગત૦
પ્યારી મેરી જાની પીંગલા, હુબ રહા એક તાર,
તોભી કીયા કૃતધ્ની રાની, અશ્વપાલકું યાર (૨)–જગત૦
અલ્પ બખતકા યેહી તમાશા, દુખ હે અપરપાર,
બેશક ઇસકા ત્યાગ કરો તુમ, ફેર પસ્તાના ચાર (૨)–જગત૦
એહી **ભરથરી** નાર ભરૂસે, ભુલી હુવા ખુવાર,
એહી **ભેખસે** જગત શીખ દઉ, નવ હુઓ સસાર,
નવ હુઓ સસાર–જગતમે **દેખા નહીં કુછ સાર**,–જગત૦

**(૮) ભરથરી.** —રાગ–મરશીયા—

હાય,, કેમ આ સહેરો ઉજેની રડાપો, ધણી થઈ છે રાજાજી માફ રાખો
આણુ લક્ષ માળવાના છો સ્વામી, કામ કોડીલા રૂપે ન ખામી,
ગૌર અંગે **ભભુત** શી જામીરે,—હાય, કેમ૦
એક બાજુ **કૃષ્ણ** તમારી રૂએ, **ચંદ્રકળા** ચોધારા નીર ચુએ,
બાપુ સુખે ન આજ કોઇ સુએરે—હાય૦
મેહેલ મેહેલે વિલાપ છાયો છે, પવન શોકનો સઘળે વાયો છે;
કળકળતા બાઇઓ ને ભાઇઓ છેરે—હાય૦
ખાંધે લટકી શી ભગવી ઝોળી, આવ્યા વસ્ત્ર કયા ગેરૂ ઝબોળી.
હાય હઇડામા પ્રગટાવી હોળીરે—હાય૦
નથી **વિક્રમ** ભાઇની કઈ આશા, કીધા કરમે એવારે તમાશા;
એણે બીજા જગલ કયાઈ વસ્યારે—હાય૦
ધણી નોંધારા અમને કરોમા, આવુ અણુધાર્યું પગલુ ભરોમાં,
જોગી જીવતા ચિત્તામા ધરોમારે—હાય૦

**(૯) દલપત ભજન.** —રાગ-ભજન—

મોહન તારી મોરલીરે, વૃજનારને વેરણ થઈ (૨) હે હરી
કોમળ સુરે કાળજુ કોર્યું, ચીતડુ ચોર્યું વેરણ થઇ—મોહન
કામ તો હવે કાંઇ ન સુજે (૨) સાભળતા શત્રુ થઈ—(૨)
માતા પીતા તણી લાજુ તજીને, વૃંદાવનમાં ગઇ—મોહન.
વ્રજનારને વેરણ થઈ, મોહન તારી મોરલી—તારી મોરલી–(૨)
આવા આવા કારમા કામણ (૨) શામળા સીધા થઈ એ—મોહન
દુઃખડા કેરા, ડુગર ડોળ્યા, મા બાપડી લ્યો પઇએ–મોહન
'દલપત' શ્રીહના દેવને મળવા (૨) ગોપીઓ ગોકુળ ગઇ–મોહન

**(૧૦) મહાશ્વેતા કાદમ્બરી.** —૦—

થઈ પ્રેમવશ પાતળીયા, મારા મનના માલીક મળીયારે (૨)
પ્રીતે કરો મુખવાસ, સજનવા રાજ હૃદયના વાસી
પ્રેમદા પ્રીત જ્યોત પ્રકાશી મારા મનના મનોરથ ફળીયારે થઈ
ભાગ્યવત કર્યો ભગવતિ મુજને, જીવન સફળ થયુ મારૂ
કરો શ્રીહરિ શુભ તમારૂ, મારા મનના માલીક મળીયારે થઈ.

**(૧૧) રાજા. જશવન્તસિંહ** —રાગ કવાલી—

અભણ છુ હુ નથી લક્ષ્મી, ફકીરી હાલ મારો છે,
ગરીબોનો પ્રભુ બેલી, મને તેનો સહારો છે—
હુ ઘાયલ છુ તમારા નયન–બાણોથી તપાસી લ્યો—
કે બાંધી પ્રેમના પાટા, હસી દીલભર હસાવી લ્યો—
ચહો જો ધર્મ પત્નિ તો, ન છોડો ધર્મની રીતિ,
વિના સદ ધર્મ છે મિથ્યા હૃદયનાં લગ્ન કે પ્રીતિ—
તમે તારક બન્યા છો તો, હવે તરણી તરી જાશો.
કે હાથી નીકળો બન્ને, થવાનુ જે હશે થાશે—

(૧૨) મહાશ્વેતા કાદમ્બરી. —૦—

મજરીએ મનડુ મોહ્યુ રે, મન ગમતા મહરાજ,
મારા મન ગમતા મહરાજ; એ શુ દીઠડુ અમ પ્રેમુ રે મનગમતા.
("શું આ પુષ્પ તમને બહુ ગમે છે?")

સાખી { "મનને તો ગમતુ ઘણુ, મુખથી કેમ મગાય,
"વીણુ પ્રીછયે વીણુ પારખ્યે, ઘટે માન મુનિરાય"

સાખી { "માગ્યે માન ઘટે નહિ, જેવુ જ્યા દાતાર"
"સુખે સ્વીકારો પુષ્પ આ, ધરો કર્ણું મોઝાર"

અતિ ઉદાર દીસતમ જોયુ રે મનગમતા

(૧૩) મહાશ્વેતા કાદમ્બરી. —રાગ ભજન—

રૂપે શુ મન રાચોરે, કાયાનો રગ કાચોરે ભગવાન ભજો. (૨)
હાડમાસને રૂધિર ભરેલુ, મઢયુ ચામડે અગ, (૨)
ગદ્દા દેહનો ગર્વ નકામો, કાયાનો રગ પતગ,
ભરૂસો નહીં સાચોરે, કાયાનો રગકાચોરે, ભગવાનભજો–

(૧૪) મહાશ્વેતા કાદંબરી —૦—

શું કહું કથની મ્હારી રાજ, શુ કહુ કથની મ્હારી
હું તો દૈવના ત્રાસે હારી રાજ શુ કહુ.
પરખી પારીજાતિક મેં, અર્પણુ કીધુ મન મ્હારૂ.
પતી તજી પરલોક સિધાવ્યા, કરી જીવતર મમ ખારૂ રાજ –શુ કહું
ચંદન કાષ્ટની ચિતા રચાવી, પતિ સહગમનની આશે,
શુન્ય દેહ મમ સ્વામી તણો પણ, ઉડી ગયો આકાશે રાજ–શુ કહું
અર્પ્યું મે સર્વસ સ્વામીને; પ્રેમની કફની ધારી;
તજી જગત જજાળ સર્વ હુ, પ્રીતે ભજું ત્રીપુરારી–શુ કહું.

(૧૫) ભરથરી.     -રાગ આશાગોડી-

કામ છે દુષ્ટ વિકારી અહા પ્રભુ! કામ છે દુષ્ટ વિકારી;
ઈંદ્ર સમાન પતિ અતિ સુંદર, અશ્વપાલથી છે યારી અહા, પ્રભુ—કા.
ત્રણુસોને સાઠ ત્યાગી એકનેજ ચાહે, તેના ચિત્તમા છે જારી છીનાળી
ધીક બાઈ તુજને, ધીક તારી બુદ્ધિ, વિપરિત વાત વિચારી—અહા

(૧૬) રાજા જશવન્તસિંહ     —રાગ કવ્વાલી—

અમર આત્મા અમારો છે મરણ દરકાર શા માટે!
મરી જાણે જે જન્મીને, જીવન દરકાર શા માટે!
જગતમા પ્રાણી કૈં મરતા મરીને જન્મતા પાછા,
બધા ધટમાળમા ફરતા, પછી તકરાર શા માટે!
ચૂકયો જે લક્ષ જીવનનુ ગયો તે જીંદગી હારી.
જીવ્યો તે ના જીવ્યો જગમા, જીવનનો ભાર શા માટે

(૧૭) વીર કેશરી —રાગ ગઝલ—

ખરા તે હીંદના સંતાન લડે જે હિંદને કાજે,
લડે જે હિંદને કાજે, મરે જે હીંદને કાજે
ડુબાતો દેશને દેખી, ચડૈં વા'રે ઉમંગેથી,
પ્રભુ કે બાદશાહોથી, જુઝે જે હીંદને કાજે,
ન મોહે માયા મહોબતમા, ન લોભે માલ દોલતમા,
જીવન જર પ્રાણ સૌ પલમા, તજે જે હીંદને કાજે,
યતો ધર્મ સ્તતો જય છે, કરો યાહોમ શો ભય છે,
અમર તે થાય છે નીશ્ચયે, મરે જે હીંદને કાજે.

(૧૮) વિરવિજય     —રાગ—ગઝલ—

તમોને જો તમારાથી, તમારો દેશ પ્યારો છે,

ન તજશો ધર્મ નિતી તો, વિજય અંતે થનારો છે!
હશે જો સપ ને સમતા, વળી કર્તવ્યને હિમ્મત,,
તમારા ભાગ્યનો આખર, ચમકવાનો સિતારો છે!
જશે એ રાત અધારી, ચમકતા શૌર્યનો ભાનૂ
ઝુકો યાહોમ કરી રણમાં, વિજય ડંકો તમારો છે!

**(૧૯) મહાશ્વેતા કાદમ્બરી —રાગ ભજન—**

રામ ભજ તુ પ્રાણીયા તારા ભવની ભાવટ ભાગશે (૨)
("બોલો રામ સીતા રામ") પખીડા જો તુ વિચારી
કર્મ તારા લે સભારી, વાસના નઠારી તુને રૌવ રૌવ નર્કે નાખશે-રામ.
મૂઢ તે મતિ વિસારી, મતિ તેવી ગતિ તારી,
ઉડજે સભાળી તારી કાયા કચનની થશે-રામ

**(૨૦) માલતી-માધવ. —:૦:—**

નાનકડી નાજુક નાર, બહુ નાનકડી, બહુ નાનકડી.
મારા લાલાની છુ લાડકડી (૨) છુ લાડકડી (૩)
આખ તણે મટકે પટકુ છુ લાલને-
નાની શુ સમજે વ્હાલાના વ્હાલને (હુ તો બધુંએ સમજુંછુ)
જાણી ભોળો ભરથાર, તુ બહુ માથે ચડી (૩) નાનકડી

**(૨૧) રાજા જશવન્તસિંહ —રાગ ભજન—**

મારા ભવની ભાવટ ભાગીરે જોગીડા જુના—
લગની તુજ નામની લાગીરે જોગીડા જુના—
વચનો ભેદ ભર્યા ભેદુના, હૈયા તુજવીણુ સુના—
આ કામણગારી નારીએ શુ કામણુ મુજને કીધુ!
તન દઈને મનડુ લીધુરે પણ દુખ વિયોગનુ દીધુ—
નીશદીન સાથ રહુ સમજુના . .. . મારા ભવની—

## (૨૨) બિલ્વમંગળ ઉર્ફે સુરદાસ —૦—

દાસ પરે દયા લાવોરે, દયાળુ દેવા, દાસ પરે, દયા લાવો-ટેક,
સંસારે સબંધ ત્રોડી જીવ આપ ચરણે જોડી,
હુંતો બની બેઠો, આવો આવોરે—દયાળુ
આંખો વિના સંકટ આવું, ખાડામાં ગોથાં ખાઉં,
વ્હારે અવિનાશી આવો આવોરે—દયાળુ.

## (૨૩) બિલ્વમંગળ ઉર્ફે સુરદાસ —૦—

આ તારા વચનો સારા, સ્નેહ સાંભળતાં
શાન્તિ પામ્યું મન મારૂં રે આજે—આ૦
જગની જંજાળમાંથી બળતો બચાવ્યોજી,
ધન્ય ગુરૂ ચીન્તામણી, ધારૂં રે આજે !
ભક્તિ ભગવાન કેરી કરતાં હમેશાંજી,
થવાનું ત્વરાએ શુભ તારૂં રે શાણા-આ તારા

## (૨૪) વિણાવેલી. —૦—

અરે શું માનવનો અભિમાન, પલકમાં ટળી જશેરે,
ખરે જેમ પીપળ ઉપર પાન-પલકમાં ખરી જશેરે
પલકમાં ખરી જશેરે-માટીમાં મળી જશેરે—અરે૦
ઘડી જીવતરમાં ઘડી એક સુખની ના .. રે નથી,
મૂઢ મમતમાં તોયે મરતા આ અ રે મથી
પામર નર નાદાન ...અરે શું.

સાખી { કાયા કલેવર કારસું, છે ગંદકીનો ધાડવો,
સમજુ જને સમજી જઈ, અભિમાનને વણસાડવો

સાખી { અભિમાન ફણિધરને નહિ દૂધ પાઈને પેધાડવો,
રાવણ સરિખા રાજવીએ લીધો નથી કંઈ લાડવો.

૧૧૮૮૬



(૨૫) વેણુવેલી. —૦—

કાયા કાચો કુંભ છે, જીવ મુસાફર પાસ,
તારો ત્યા લગી જાણજે, જ્યા લગી શ્વાસોશ્વાસ,
સદા સંસારમાં સુખ દુ:ખ સરખા માની લઈએ,
રાખે જેવી રીતે રામા, રંગે તેવી રીતે રહીએ—સદા,

સાખી { પીંપળ પાન ખરતા હસ્તી કુંપળીઆ
મુજ વીતી તુજ વીતશે, ધીરી બાપુડીઆ }

દશાના ઢંગ રૂતુના રંગ જેવા દેખી લઇએ—સદા

સાખી { કદી મેહલો ને માળીઆ, કોમળ છપ્પર ખાટ,
કોઇ દીન એવો આવશે, ભુખ્યે ન મળશે ભાત—સદા }

(૨૬) ઉદયભાણુ —૦—

મન માયાના કરનારારે, જરી જોને તપાસી તારી કાયા,
પુછી જોને તુ પંડિત પુરાણારે, કોના અમર છે લેખ લેખાણા
કાચી છે કાયા આ માટીની માયા, છે માટીના ખેલ બનાયા,
શાણા તો સમજી અલગ થયા, પણ બાલક બીચારા લપટાયા
લાખોની પાખો ગઇ છે પીંખાઇ, જેણે મૂછપર લીંબુ ઠરાયા;
કાળના કોં'વાડેથી કોણ બચ્યુ છે, ભલે રંક કે હોય મહારાયા,
સંધ્યાના જેવા રંગ સોનેરી, વંધ્યાને લાડ લડાયા;
જોબનને તન ધન તેવા સમજવા, પાણીમાંના પડછાયા.

(૨૭) અરૂણોદય —૦—

તમે જો જો ન વાયદા વીતાવજો,
પીયુ પહેલી પેસેંજરમાં આવજો;
હાર તોરાથી સ્વાગત્ શોભાવજોરે—પીયુ.

સિલ્કની કીનાર કોઇક વાયલ્ર આછેરા,
કોઇક નવા નાટક ના અચ્છા ઓપેરા
થોડા હેન્ડબીલ હેરઓઇલના લાવજોરે—પીયુ
એક હારમોન્યન પેરીસનુ લાવજોરે,
આવવાનો તાર મને આગળથી આપજોરે,
તમે સામા સ્ટેશન પર સીધાવજો—પીયુ

## (૨૮) લીલાવતી —૦—

અરજી સાભળોને સરકાર મુજને ગાહતી નથી ઘરનાર (એ ટેક.)
અગીયાર વાગે ઉંઘમાથી ઉઠી, તરત તડકે જાય,
દાતણુ કર્યા વિના **મોગરીને મુળા** ખોળામા લઇને ખાય.—અ.
વાકુ ચુકુ બોલી વઢતુ ને રડતુ, ફુઅડ રાડને રોજ,
ઘરમાથી ગોળ ઘી ચોરી ખાવાની, ખોટી પડી છે ખોજ—અ.
પાડા પાડોશીને ડોશી ડોસાથી, લડી ચુકી લાખવાર,
પોતાના બાળકને નિત્ય બકુડે, મારે મને પણ માર.—અ.
રાખના ઢગલામા ફોરા પડયા જેવુ, રાડના મોઢાનુ રૂપ,
ભુત ભડકામણી ભારે કુભારજા, ભડકી મરૂ છુરે ભુપ—અ.
મુગરીના માળા સરખુ છે માથુ, વેત વેત લાબા વાળ,
ખણતા જુવોના ટોકળા ખેરવે, પરસેવાની પડનાળ—અ.
હોળી દીવાળીએ ન્હાવાનો નેમ છે, વડી ચતુર છે વહુ,
અગે ઓવરાળાને લુગડામા લીખો, **મારવાડ કેરી મઉ.**—અ.

## (૨૯) સંગીત લીલાવતી —૦—

લાજ છોડી છેક તે છકેલ છોકરા, બાપની તે આબરૂના કાકરા **કર્યા.**
આવી છે દીવાળી હોળી હઇયામા બળે, જઉં છુ વહુને
તેડવા પણ દા'ડા શે વળે. **લા.**

સે–સાસરામા જાણે છે જમાઇને સહુ, માટે નહિ મોકલે વેવાઇ તો વહુ લા-
સ–કરવાને વીવેક લોક લાજથી જવુ .. . ..
જો–ગાડી જોડી લાવ્યો ખોટી કયા સુધી થવુ

(૩૦) પૃથ્વી પુત્ર. —(૦:)—

માળ મોતીડાની મોંઘી મગાવજો,
કંથ કોડીલા કંઠે પહેરાવજો
ચોળી કુસુંબી રંગે રંગાવજો,
સાડી સુંદર શરીરે સોહાવજો
હોંસિલા હીરાની બંગડી બનાવજો
કોમળ કર કુંદનને કંકણે દીપાવજો,
હાર હીરા માણેકે મઢાવજો —માળ
નીત્ય મીષ્ટ ભોજનીયા ભાવે જમાડજો,
આછા આછા પુલડાની વેણી ગુથાવજો.
સદન વિજળીની જ્યોતે સોહાવજો,
મીઠાં જોબનનાં જાબુ ખવરાવજો —માળ

(૩૧) વીરકુણાલ —૦—

હું ખાપરો તુ કોડીયો જોડી વીંછીને સાપની.
મીઠા ડોસીને પૂછ્યુ છે? બુદ્ધિ કોઈના બાપની?
કાયદો પૂછી શકે નહિ એવી વિદ્યા આપણી,
કાયદેથી બોલી ફરતુ છે બુદ્ધિ કોઇના બાપની?
માથાઓ મુડી મૂર્ખના પહેરાવવી ટોપી માપની,
કહેવુ અમે શુ જાણીયે છે બુદ્ધિ કોઇના બાપની?
ચોડેલો સહુ સંસાર અહીં પરવા કરો ના પાપની,
શ્રીકૃષ્ણ ગીતામાં કહી ગયા છે બુદ્ધિ કોઇના બાપની?

## (૩૨) વીર કેશરી. —(૦)—

આપ પાપડવાડીમા પધારજો **લ્હેરીલાલ,**
મદીરની સામે મકાન છે, નીચે દેશી દારૂની દુકાન છે.
રગરગીલા ચાલ મારી પાડોસમા **તુલસી ક્યારાનું નિશાન છે.**
છજામા! તુલસીના ઝાડનુ "નિશાન છે-લ્હેરીલાલ
અખડ ને અભગ આજ" સાજ પહેલા પધારજો
**હડતાવાળાનું તોફાન છે,** જ્યા હડતાળવાળાનુ તોફાન છે-લ્હેરીલાલ.
જોખમ ભરેલુ કામ પુરી પચાત છે, ધાસ્તી છે! આફતમાં
જાન છે, મારા બાપ ધાસ્તી છે-લ્હેરીલાલ.

## (૩૩) બલિરાજા. —(૦)—

આનદ મગળ ગાઓ, પરણાની લેશુ લ્હાવો,
મારી વેવણ **રસીલી** જોડી શોભશે
નિરખી કન્યા કહેશો, મુખ જોઇ તાકી રહેશો-મારી.
વાહ ઠીક મળ્યુ છે ટાણુ, એક લુલુ ને બીજુ કાણુ.
મળી વેવાઇને વેવાણુ, ફેરા ફેરાવોને ઝટ-આનદ.
ફડાકિયા તમે જોશો, **હોળીને દહાડે રોશો;**
કેવી જાન જોડી હુ આવુ, દુનિયામા ડંકો વાગશે-આનદ.
તડાકીયા કહુ તમને, અતિ ઉમેદ મનમા અમને,
વાજા વગડાવુ જો જો, ફરશુરામનો ફડાકો-આનંદ.

## (૩૪) ભરથરી -રાગ સીંયાનો કનારો-

તારૂણી તુજથી નથીરે જુદાઈ, શશીવદની સુખ પામુ હુ આહી,
વદન મનોહર તારૂ લલિતા, સૌરભ અગ જઘન સુખદાઈ-તારૂણી.
ભ્રકુટી વિક્રમ સ્મિત અતિ વિભ્રમ, નિરખી પ્રિયા ભૂલુ સરવેરે કાંઇ,
ત્રણુમોનેસાઠ લાગી તુજનેરે ચાહુ, તુજવિણુ મુજ ક્ષણુ કલ્પ સમજાઇ

**(૩૫) બિલ્વમંગળ ઉર્ફે સુરદાસ –રાગ ભજન–**

વિષય વાત મમ તાત તજીને, કૃષ્ણ ભજન તું કરવા દે.
અધમપણાને અલગ રાખી, ભંડાર ભકિતના ભરવા દે,
નટવર નામનું નામ મળ્યુ છે. તો ભવસાગર તરવા દે!
નાશવંત નર નામ છોડીને, અક્ષય વરને વરવા દે–વિષય૦

**(૩૬) મહાશ્વેતા કાદમ્બરી. —૦—**

માલીકના બાળક સૌ, માલીક સૌના શ્રી જગનાથ (૨)
કર્તા હર્તા સૃષ્ટિના સૌ બાજી એને હાથ—
રૂણાનું બંધે આવી મળતુ, ખાળ્યુ નવ કોઈનાથી ખળતુ.
જગત માત્ર તેને આધીન છે, અનાથના જે નાથ,
નહિ પીંડ આ પોતા તણો, પોતાનું કંઈ ના જાણવું,
સૌએ શુભાશુભ કર્મને પોતા તણુંજ પ્રમાણવું–જગત.

**(૩૭) બોલતો કાગળ. —(૦—)**

રંગી, આ દુન્યા નારંગીએ, રંગી, તે રંગી બેરંગી, દુન્યાદોરંગી .રંગી.
સાગર પાણી શીતળમા, વડવાનળ તેના તળમા, આગને પાણી બન્યા સંગી(૩)
આ, આજે અંગી મનાતા, કાલે ભુજંગી થાતા
કોણ ભુજંગી કોણ અંગી ..રંગી ..
વાયુ જે દીપક ઠારે, આગને એજ વધારે
પ્રભુની પ્રભુતા દોરંગી રંગી આ દુનીયા .

**(૩૮) શ્રી સિદ્ધ સત્યેન્દ્ર —(૦)—**

કરી ચડાઈ ચાહ દેવીએ આવી હિંદુસ્તાન વિષે,
રકાબી પ્યાલાનો રથ બનાવી ફતેહ મેળવી દશે દીશે.
શહેર કસ્બે ગામગામડે, ચોક ચૌટે ગેટો કરી,

હિદુસ્તાનને ખુબ હફાવ્યો કદી નામ લે નહી ફરી
અધરામૃતનુ પાન કરાવી નપુશક નિર્માલ્ય કરે,
ભલભલાને ભકત બનાવ્યા મહેતાજી પહેલે નબરે

(૩૯) સ્નેહલતા —(૦)—

દયા દીલમા દીનની દાઝે દેખી દીનને દેતા દાન,
ધીર ધરીને ધર્મ ધારતા ધન્ય ધરા માહી ધનવાન
**ટેલીઆ ભટની ટેલ છે. દાતારને મન સ્હેલ છે.**
સત સરીતા સમીર મેઘ તો, સદા કરતા પર ઉપકાર
પ્રીત ધરી પરમાર્થ કરતા, ધરતા ઉરમા નહીં અહકાર,
**ટેલીઆ ભટની ટેલ છે દાતારને મન સ્હેલ છે.**

## —સમાપ્ત.—

